# ભાઇનું બલિદાન

## દેખાવ ૧ લો

[ ગ્રીસ દેશના કોરિન્થ નગરમાં ટિમોફેઈનીસ અને તેનો નાનો ભાઈ ટિમોલીઅન મહેલમાં વાતો કરતા બેઠા છે. ]

**ટિમોલીઅન**—ભાઈ! હવે તો હદ થાય છે. તારા જુલમથી તો પ્રજા ત્રાસી ગઇ છે.

**ટિમોફેઈનીસ**—કોરિન્થની પ્રજા એજ લાગની છે. તારે મારા કામમાં વચ્ચે પડવાનું કારણ નથી.

**ટિમોલીઅન**—પણ ભાઈ! જે પ્રજાએ તને સૈન્યનું ઉપરીપણું સોંપ્યું તેજ પ્રજાનો વિશ્વાસઘાત?

**ટિમોફે.**—વિશ્વાસઘાતી તો પ્રજા છે. હું તો પ્રજાને સીધી દોર કરવા માગું છું.

**ટિમોલી.**—ભાઈ! ઈશ્વર આ અન્યાય નહિ સાંખે. પ્રભુનો તો ડર રાખ.

**ટિમોફે.**—પ્રભુનો ડર ઘણા દિવસ રાખ્યો. નાના ભાઇ! આ કોરિન્થ પ્રજા મહા વિચિત્ર છે; એમનું કામ સરે, એટલે આપણો ભાવ પણ પૂછે એવી નથી. તેવી પ્રજાને તો દાબમાં રાખવીજ સારી.

**ટિમોલી.**—પણ ભાઇ! દાબ આટલો બધો દુઃખદાયક ન હોય. આ તો તેં ભલભલા શાહુકારોને ને રાજસેવકોને તોબા પોકરાવી છે.

**ટિમોફે.**—એ શાહુકારો ને એ રાજસેવકો એજ લાગના છે. પ્રજાની સેવા કરી કરીને મરી જઇએ, તોય કોઈ પાઘડી બંધાવે એમ નથી, સમજ્યો ભાઇ? માટે હાથમાં લગામ આવી છે, તો મનધાર્યું કેમ ન કરી લેવું? તું હજી ભોળો છે. દુનિયાને તેં હજુ જોઇ નથી.

**ટિમોલી.**—એ બધી વાત ખરી; પણ મોટા ભાઈ! લોકવાયકા બહુ ખરાબ બોલાય છે.

**ટિમોફે.**—લોકવાયકાને કોણ ગણે છે ? મારે તો પ્રજાને નીચોવીને પાંસરી દોર કરી નાખવી છે.

**ટિમોલી.**—પ્રજાએ એટલું બધું તમારું શું ભૂંડું કર્યું છે, કે તમે એને આટલું બધું દુઃખ દઈ રહ્યા છો ? ભલભલાને તમે વગર વાંકે કેદમાં પૂર્યા છે, ને કેટલાયને તો મારી નાખ્યા છે !

**ટિમોફે.**—મારી ન નાખું તો શું એમને પાટલે બેસા-રીને પૂજું ? મર્યા, એ તો એમને પાપેજ મર્યા છે. મારે હાથે મરવાનેજ એ બધા સરજાયા હતા.

**ટિમોલી.**—અહુહ ! મોટા ભાઈ ! તમારી લાગણીઓજ બુઠ્ઠી થઈ ગઈ લાગે છે. દયાનો તો છાંટો પણ તમારા હૃદયમાં દેખાતો નથી.

**ટિમોફે.**—આજકાલ દયા ડાકણને ખાય એવો સમય છે.

**ટિમોલી.**—ત્યારે શું તમે આ અન્યાય ને પાપને રસ્તેથી પાછા નહિજ વળવાના ?

**ટિમોફે.**—અન્યાય ને પાપ હું સમજતોજ નથી. હું તો મારી સલામતી જોઉં છું. મને ઠીક લાગે તે હું કરું, એમાં તારે આડે આવવાની શી જરૂર ?

**ટિમોલી.**—હું આડે નથી આવતો, મોટા ભાઈ ! હું તો મને ઠીક લાગ્યું, તે તમને કહેવાજ આવ્યો છું.

**ટિમોફે.**—તું મને કહેવા આવનારો કોણ ? તારા કરતાં મેં દુનિયા બહુ જોઈ છે. શું તું મને નાદાન સમજે છે ?

**ટિમોલી.**—માફ કરો, મોટા ભાઈ ! નાદાન તો હું છું, કે સમજ્યા વિના આપને સલાહ આપવા આવ્યો.

**ટિમોફે.**—વણમાગી સલાહ આપવાની તારે કાંઈ જરૂર ન હતી. મારે કેમ વર્તવું ને શું કરવું, તે તું આજકાલનું છોકરું શું જાણે ?

**ટિમોલી.**—મોટા ભાઇ ! તમે જાણ્યું હોત, તો આજે મારે અહીં આટલું કહેવા આવવાની જરૂર ન હતી; પણ તમે તો આજે મદમાં છકી જઈને અંધ બન્યા છો.

**ટિમોફે.**—બસ કર, બસ કર, નાદાન ! તારો લવારો મારે સાંભળવો નથી. તું મને અંધ કહેનાર કોણ ? ભાઇ છે, નાનો ભાઈ છે, એથી લાચાર છું; નહિતર તારી જીભ ખેંચી નાખત.

**ટિમોલી.**—તમે પ્રજાની જીભ ખેંચી લીધી છે, તો મારી જીભ પણ ખુશીથી ખેંચી કાઢો. હું જરાય આનાકાની નહિ કરું.

**ટિમોફે.**—કાંઇ બહુ બોલતા શીખ્યો છે? તને કોણે બોલાવ્યો હતો તે અહીં આવ્યો? મને મેણાં મારવા આવ્યો છે?

**ટિમોલી.**—માફ કરો, મોટા ભાઇ! મારું બોલવું મેણારૂપ લાગતું હોય, તો હું નહિ બોલું.

**ટિમોફે.**—તું અહીં આવ્યોજ કેમ? તું અહીંથી ચાલ્યોજ જા. મારો પિત્તો ઊકળ્યો છે.

**ટિમોલી.**—શાંત થાઓ, મોટા ભાઇ! શાંત થાઓ; હું જાઉં છું; પણ કહેતો જાઉં છું, કે પ્રજાનું ભૂડું ન ઇચ્છો. ઈશ્વર એમાં રાજી નથી. (ટિમોલીઅન ઊઠીને ચાલવા માંડે છે.)

**ટિમોફે.**—(ટિમોલીઅન સાંભળે તેમ) જુઓ, ઈશ્વરને ઘેર જઇ આવેલો ન જોયો હોય તો!

## દેખાવ ૨ જો

[ ટિમોફેઇનીસ પોતાના મહેલમાં બેઠો છે; એવામાં એનો સાળો એસ્કીલીસ, એનો મિત્ર ઓર્થોગ્રાસ, અને એનો ભાઈ ટિમોલીઅન દાખલ થાય છે. ]

**ટિમોફે.**—આવો, આવો; પધારો, એસ્કીલીસ! કેમ છે, મિત્ર ઓર્થોગ્રાસ?

**એસ્કી.**—ટિમોલીઅનને તો આવકારજ ન આપ્યો?

**ઓર્થો.**—ભાઈને વળી આદરસત્કાર આપવાના હોય?

**ટિમોફે.**—એ ભાઈ તો મને નાને મોઢે ન કહેવાનાં વેણ કહી ગયો છે.

**એસ્કી.**—એથી શું? બાંધવ બોલકણો હોય, તોય પોતાની બાંય છે ને?

**ટિમોલી.**—હું તો આજે મારા મોટા ભાઈને આંખના પાટા જેવો લાગતો હોઇશ.

**એસ્કી.**—એવું ન બોલ, ટિમોલીઅન !

**ટિમોફે.**—આંખમાં કમળો હોય તે પીળુંજ જુએ ને.

**ટિમોલી.**—મોટા ભાઈ ! હું તો હસવામાં બોલ્યો છું; સાચું ન માનશો.

**ઓર્થો.**—તો હવે હસવાની વાત કોરે મૂકી, કાંઇક ગંભીર વાત કરો.

**ટિમોલી.**—ગંભીર વાત તો હું હજી ગઇ કાલેજ આવીને કરી ગયો છું.

**ટિમોફે.**—હા; ગઇ કાલે ટિમોલીઅન આવીને મને બહુ શિખામણ આપી ગયો છે.

**ટિમોલી.**—શિખામણ નહિ, મોટા ભાઈ! પણ હું તો સલાહ આપવા આવ્યો હતો.

**ટિમોફે.**—આજકાલ વણમાગી સલાહ આપનારા બહુ વધી પડયા છે.

**એસ્કી.**—અમે પણ સલાહ આપવાજ આવ્યા છીએ.

**ઓર્થો.**—વણમાગી સલાહને સ્વીકારશો ને, ટિમોફેઈનીસ ?

**ટિમોફે.**—સ્વીકારવા જેવી હશે, તો શાને નહિ સ્વીકારું ?

**ઓર્થો.**—લોકો પોકારે છે, કે ટિમોફેઈનીસ જુલમ કરવામાં પાછું વાળી જોતો નથી.

**ટિમોફે.**—લોકો તો કાંઈ કાંઈ બોલશે. દુનિયાને મોઢે કાંઈ ડૂચો દેવાય છે ?

**એસ્કી**—લોકવાયકા ખોટી તો નજ હોય.

**ટિમોફે.**—લોકવાયકા સાચી જ ન હોય.

**ઓર્થો.**—લોકવાયકા શાને ? અમે પણ જાણીએ છીએ, ટિમોફેઈનીસ ! કે તેં લોકોને ત્રાહિ ત્રાહિ પોકરાવ્યા છે.

**એસ્કી.**—સારાસારા માણસોને તો તમે વીણી વીણી મારી નાખ્યા છે. આટલો બધો જુલમ શાને ?

**ઓર્થો.**—ઈશ્વર આ જુલમ નહિ સાંખે, હો.

**એસ્કી.**—કોરિન્થની રાંકડી રૈયતને રીબવાનું પાપ બહુ છે.

**ટિમોફે.**—એ પાપ તમારે વહોરવાનું નથી.

**ઓર્થો.**—ટિમોફેઈનીસ ! તું કેટલો ઘાતકી ને નિર્દય બની ગયો છે !

**એસ્કી.**—જરાય આઘાત નથી થતો ?

**ટિમોફે.**—તમને બધાને લોકોનું બહુ લાગતું હોય, તો તમારાથી થાય તે કરી લેજો. તમારાં વેણ સંભળાવીને મારૂ માથું કાણું ન કરો.

**ઓર્થો.**—અરે ! આ તે કેવો બદલાઈ ગયો છે !

**એસ્કી.**—આ ટિમોફેઇનીસ ન હોય !

**ટિમોફે.**—તમને અહીં લાવ્યુંજ કોણ ? આ દુષ્ટ ટિમોલીઅનનાંજ આ કામાં છે; એ મારી પછવાડે લાગ્યો જણાય છે. ટિમોલીઅન ! તું મારો ભાઇ નથી, પણ કોઈ વેરી છે, વેરી.

**ટિમોલી.**—શાંત થાઓ, મોટા ભાઇ ! હું એમને અહીં નથી લાવ્યો.

**ઓર્થો.**—અમે અમારી મરજીથીજ તને સાચો રસ્તો બતાવવા આવ્યા છીએ.

**ટિમોફે.**—(ક્રોધમાં) ટિમોલીઅન ! ટિમોલીઅન ! તને જાનથી મારું, તોય મારી દાઝ હોલવાય તેમ નથી.

**ઓર્થો.**—બસ કર, ટિમોફેઈનીસ ! તારી મતિ ફરી છે, બીજું કાંઇ નથી.

**એસ્કી.**—નહિતર આમ ન હોય.

**ટિમોફે.**—મારી મતિ ફરી હોય, તો તમે પણ ચેતતા રહેજો.

**ઓર્થો.**—ચેત, ટિમોફેઈનીસ ! ચેત; હજી વખત છે; હજી પણ તારું વર્તન સુધારી લે.

**ટિમોફે.**—જાઓ, જાઓ. તમે મને ચેતાવનારા કોણ ? મારા મહેલની બહાર નીકળો. ઊઠો છો કે નહિ ?

**ઓર્થો.**—(એકદમ ઊઠી ટિમોફેઈનીસના બન્ને હાથ પકડી લઈને) એસ્કીલીસ ! શું જુએ છે હવે ? એની બુદ્ધિ બગડી છે.

**ટિમોફે.**—છોડ મને, ઓર્થોગ્રાસ !

૧૪૮૬૭



**ઓર્થો.**—માર, દે એને, એસ્કીલીસ !

**ટિમોલી.**—હાય ! આખર સુધી ન જ માન્યો, ભાઈ !

**એસ્કી.**—(ટિમોફેઈનીસના ગળામાં છરો ઘોંચી દઈને) પ્રજાને પીડનાર ! તું જીવવાને લાયક નથી.

**ટિમોફે.**—હાય ! દગો ! ટિમોલીઅન !

[ ટિમોફેઈનીસ જમીન ઉપર ઢળી પડે છે. ]

**ટિમોલી.**—( એ હાથવડે મોં ઢાંકીને રડતાં રડતાં ) ટિમોફેઈનીસ ! હાય ! મેં શું કર્યું ? હું કેવો ?

[ ટિમોલીઅન ભાઈના મડદાને બાઝી પડે છે.]

## દેખાવ ૩ જો

[ ટિમોલીઅન પોતાના મકાનમાં ઉદાસ થઈને બેઠો છે; એવામાં એસ્કીલીસ અને ઓર્થોગ્રાસ ત્યાં આવે છે. ]

**એસ્કી.**—ટિમોલીઅન ! તને એક ખુશખબર આપવા અમે આવ્યા છીએ.

**ટિમોલી.**—હું ખુશ થાઉં, એવા ખબર મને કોઇ આપી શકે તેમ નથી.

**ઓર્થો.**—તું ખુશ થા, એવાજ સમાચાર અમે લાવ્યા છીએ.

**ટિમોલી.**—એવા સમાચાર તો આ ભવે મને નથીજ મળવાના.

**એસ્કી.**—ટિમોલીઅન ! તું આમ એકદમ નિરાશ કેમ ?

**ટિમોલી.**—મારી સર્વ આશા ચાલી ગઈ છે.

**એસ્કી.**—અરે ! હવેજ તારી બધી આશાઓ પાર પડવા બેઠી છે.

**ઓર્થો.**—કોરિન્થના લોકો તો તારા નામ ઉપર આફ્રીન થઈ ગયા છે.

**એસ્કી.**—ટિમોફેઇનીસની મોટી પદવી હવે લોકો તનેજ સોંપવાના છે.

**ટિમોલી.**—દુનિયાનું રાજ્ય સોંપે, તોય મારા જીવને જંપ નહિ વળે.

**એસ્કી.**—આટલી બધી નિરાશા શાને ?

**ટિમોલી.**—ભાઈ જેવો ભાઇ જવાથી; અને વધારામાં....

**ઓર્થો.**—વધારામાં શું ?

**ટિમોલી.**—જન્મ આપનારી મા પણ મારું કાળું મોઢું જોવા નથી માગતી. અરેરે ! હું હત્યારો ગણાઇ ચૂકયો.

**એસ્કી.**—ટિમોલીઅન ! આવી કાયરતા તારા જેવા વીરને શોભતી નથી.

**ઓર્થો.**—તને હત્યારો કોણ કહે છે ? લોકો તો તારા વખાણ કરતા ધરાતા નથી.

**ટિમોલી.**—લોકોને રાજી જોઇને, હું આજે રાજી થઇ શકતો નથી. મારી મા, મારી જનની, આજે મારા ઉપર કરાજી છે. મેં મારા સગા ભાઈનું ખૂન કરાવ્યું, તેથી મારી મા પણ મારો ફિટકાર કરે છે.

**ઓર્થો.**—ટિમોલીઅન ! કોરિન્થમાં તો તારો જયકાર બોલાઈ રહ્યો છે.

**એસ્કી.**—તારી મર્દાઈ ઉપર તો આજે કોરિન્થ ઓવારી ગયું છે.

**ઓર્થો.**—ટિમોલીઅન ! સમજ, કે તેં તો દેશને ખાતર અણમૂલું બલિદાન આપ્યું છે. તારા જેવો મર્દ હજી સુધી કોરિન્થમાં તો કોઇ પાકયો નથી.

**ટિમોલી.**—મેં સગા ભાઈને નથી માર્યો ?

**ઓર્થો.**—ના; માર્યો છે તો અમે.

**ટિમોલી.**—પણ હું એ કાવતરામાં ખરો, એટલે મેંજ માર્યો કહેવાય ને ?

**એસ્કી.**—અને એટલે તો આજે તારી કીર્તિ આખા નગરમાં ફેલાઈ રહી છે.

**ટિમોલી.**—ભાઈને મારવામાં કીર્તિ ?

**ઓર્થો.**—ના; દેશને તારવામાં કીર્તિ.

**ટિમોલી.**—મેં દેશને તાર્યો છે ?

**ઓર્થો.**—હા; ભાઇને મારીને તેં દેશને તાર્યો છે. દેશને જુલમીના જુલમમાંથી બચાવ્યો છે.

**ટિમોલી.**—હા ! મારા દેશ ! મારી માતૃભુમિ ! તારે માટેજ મેં ભાઇને મરાવ્યો; તારે માટેજ મેં માતાનો સ્નેહ પણ ગુમાવ્યો; પણ હવે એ ભાઇની અને એ માતાના સ્નેહની ઊણપ સહેવાનું બળ આપજે !

**ઓર્થો.**—ટિમોલીઅન! દેશને ખાતર તેં કર્યું છે, તેવું કોઈ ભાગ્યેજ કરશે.

**એસ્કી.**—તારું બલિદાન તો ઇતિહાસમાં અમર રહેશે.

**ટિમોલી.**—અમર રહો મારી માતૃભુમિ!

## સમાપ્ત.

ચોધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

## : : બાલનાટકો : :

| | |
|---|---|
| સુદામો (૨ જી આવૃત્તિ) | ૦—૬—૦ |
| રાજસૂયયજ્ઞ (અંક ૧લો) | ૦—૪—૦ |
| સીતાહરણ | ૦—૫—૦ |
| ડાહ્યું કોણ ? | ૦—૩—૦ |
| દગો | ૦—૧—૦ |
| માતાને ખોળે | ૦—૧—૩ |
| દેશને ખાતર | ૦—૧—૩ |
| રણમેદાને | ૦—૧—૦ |
| ભાઈનું બલિદાન | ૦—૧—૦ |

## : : બાલવાર્તાઓ : :

| | |
|---|---|
| બજરંગી હનુમાન | ૦—૩—૦ |
| કંસવધ | ૦—૨—૦ |

સોલ એજન્ટ્સ :

**મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ**

બુકસેલર્સ; નાણાવટ—સૂરત.

પ્રકાશક :

**જેઠાલાલ છ. ચોધરી**

ગોપીપરું, સૂરત.

મુદ્રક :

**નારાયણરાવ એલ. નીકમ**

શંકર પ્રી. પ્રેસ, ચૌટાબ્રીજ—સૂરત.